॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

॥ श्री ॥

# નૂરે એરીયા.

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ઇશ્વરલાલ વાડીલાલ શાહ.

માલિક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

મુકામ—ધીકાંટા ભારતભુવન થિએટર

અમદાવાદ.

કિંમત ૪ આના.



આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં વાડીલાલ
બાપુલાલ શાહે શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજને માટે છાપી
ઠે૦ ધીકાંટા જેશીંગભાઇની વાડી—અમદાવાદ.

॥ ૐ ॥

॥ तत्सत् परमात्मने नमः ॥

॥ श्री ॥

# નૂરે એશીયા

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.


રચનાર:— } (સ્વ) પંડીત દુર્ગાપ્રસાદ ગુપ્તા.
મૂન્શી–મોહીઉદ્દીન નાઝાં


—o—


છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઇશ્વરલાલ વાડીલાલ શાહ.

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામ:–ઘીકાંટા ભારતભુવન થીએટર—અમદાવાદ

આવૃત્તિ પહેલી] સને ૧૯૩૧ [ પ્રત ૨૦૦૦

કિંમત ચાર આના.

# "પ્રસ્તાવના"



ભારત્ દુર્દશા સમાજનું અધઃપતન જાતિયદ્વેષથી જાતિ વિનાશ કરનાર શ્રીમંતોની પીશાચલીલા દર્શાવનાર અને ભોળી સ્ત્રીઓને ફસાવી અનિતીને માર્ગે ચઢાવી. વેશ્યાવાડા સર્જાવી સમાજમાં અનેક કલંકો રચનાર પડદા પાછળ છુપાયેલા ઝેરી નાગોનાં જીવનનો આદર્શ ચિતાર આપનાર પ્રસ્તુત નાટ્ય પ્રયોગ **સ્વર્ગસ્થ પંડીત. દુર્ગાપ્રસાદ ગુસાએ** ચારવર્ષ પહેલાં શ્રી લક્ષ્મીકાન્ત સમાજ માટે લખેલો પંડીત દુર્ગાપ્રસાદ સ્વર્ગસ્થ થવાથી કેટલોક વિભાગ તથા ગાયનો સુપ્રસિદ્ધ **મુનસી આહીયુદ્દીન નાઝાં** પાસે લખાવી **શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજના માલેક** આજે ગુર્જર રંગભુમીઉપર રજુ કરે છે. જેનો સમાલોચના કરતાં એક પ્રશ્ન મહત્વનો ઉભો થાય છે કે હીંદુજાતીનો વિનાશ કોણે કર્યો જવાબમાં હીંદુઓએ પોતેજ **કન્યા વિક્રય** તો જગપ્રસિદ્ધ છે પણ **વર વિક્રયના** કુચાલે કેટલી હીન્દુબાળાઓનાં બલીદાન લીધાં છે જેમાંનું એક જવલંત દ્રષ્ટાંત આજનો પ્રયોગ રજુ કરે છે.

વેશ્યાવૃત્તીનો પોષક **રાજા માનેકચંદ** એક વિધવાનું બલીદાન લઈ બીજીને **વરવિક્રયના** પડદા પાછળ પોતાની પામર વિલાસ લાલસાનો ભોગ બનાવવા સંસારના શુદ્ધ સરોવર માંથી બહાર કાઢી અનીતિના ખાબોચીયામાં ધકલવા તનતોડ પ્રયત્ન કરેછે એક કંટાળેલી કુલીન કન્યા હીંદુ સમાજના જુલમથી કંટાળી **મુકિતફોજનો** આશ્રય લેવા તૈયાર થાય છે પરંતુ તેનું સદ્ભાગ્ય

અણીને વખતે તેને **પરમાનંદ** નામના એક સેવા ભાવી સજ્જન ના હાથે સ્વગૌરવ વેચતી બચાવે છે. આજે સમાજમાં સાધુતા ના પડદા પાછળ કેટલાયે શયતાન **માનેકચંદો** વસે છે, પોતાની જાતીને શ્રાપ સમાન એ દુર્જનો જાતીય રક્ષાને બદલે કેવા ઘોર જાતીય વિનાશ આદરે છે **વેશ્યાવાડા** કેમ સર્જાય છે હીંદીઓ **પરધર્મ** અંગીકાર કરી **વિજાતીય** કેમ થઇ જાય છે. એજ દ્રશ્ય બતાવવાનો આજના પ્રયોગનો મુખ્ય આદર્શ છે. જન સમાજ તેને નિરક્ષીર દ્રષ્ટિએ નિહાળી એવાઓની ભુલો સુધારે એજ અભ્યર્થના સહ વિમરતો.

ભારતભુવન થીએટર
ઘીકાંટા અમદાવાદ
તા. ૧૯–૨–૩૧

વિદ્વાનોનો નમ્ર સેવક.
**રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ્ટ.**

# નૂરે એશીયા નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

રાજાબહાદુર માનેકચંદ—રાજા બહાદુરનો ખેતાબ પામેલો વિલાસી શ્રીમંત.

શ્યામનારાયણ...તેનીજ જ્ઞાતિનો ગરીબ માણસ બિમલાનો પિતા.

પરમાનંદ... ...... ......લોક સેવક.

પ્રમોદચંદ્ર... ...... ......રાજા બહાદુરનો ખાનદાન પુત્ર

ધર્મદત્ત........ ........બિમલાનો ભાઈ.

કાશીનાથ પંડીત... ...એક પંડીત.

ઘસીટાનંદ ... ... ...કાશીનાથનો ઉપરી હેડ માસ્તર.

રાજા હડપદેવ... ... . અંધેરપુરનો રાજા.

ગોકળમલ ... ... ... રાજા બહાદુરનો ખુશામતીયો મિત્ર.

બુધવો ... ... ... ... પંડીત કાશીનાથનો ચાલાક નોકર.

ઈન્સ્પેકટર, ભિક્ષુકો, મુક્તિફોજવાલા, બાળકો, નાગરીકો ઈત્યાદી વીગેરે.

## સ્ત્રી પાત્ર.

માલતી......માનેકચંદની મોહજાળમાં ફસાઈ વેશ્યા બનેલી એક કુલીન વિધવા.

બીમલા......શ્યામનારાયણની પુત્રી.

નિર્મળા......બીમલાની માતા.

બસંતી—
ગુલાબી— } કાશીનાથની સ્ત્રીઓ.

કંચનીઓ સ્ત્રીઓ ઇત્યાદી, વીગેરે

શ્રી ૧।

શ્રી ગણેશાય નમઃ

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# નૂરે એશીયા.

## નાટકનો ટુંક સાર.



## અંક પહેલો

### મંગળાચરણ અને વસ્તુસુચન.

**પ્રવેશ પહેલો**—રાજા બહાદુર માનેકચંદનો મહેલ.

રાજા બહાદુર માનેકચંદે માલતી નામની એક કુલીન વિધવા સ્રીને ફસાવી પોતાની શિકાર બનાવી છે; જેનાથી એક પુત્ર જનમ્યો છે જેને બે આબરૂ થવાની બીકે રાજાબહાદુર માનેકચંદ પોતાના નિચ સલાહકાર ગોકલમલની સલાહથી, મારી નાખવાના નિશ્ચય પર આવે છે, માલતીનું આગમન માનેકચંદનો નિશ્ચય જાણી કુમળા બાળકની જીવન ભીક્ષા માટે કાલાવાલા, સબંધ કાયમ નીભાવવો હોય તો બાળકને મારી નાખવાની રાજાબહાદુરની ધમકી, માલતીના કાલાવાલા, માનેકચંદનો અડગ નિશ્ચય. આખરે

ભોગી માલતીએ પ્રેમ વાસનાને આધીન થઈ પોતાના હાથેજ પોતાના બાળકનું ખૂન કરવું. માલતીએ કરૂણ દશ્ય જોઈ બેહોસ થવું. સફેત ઠગ માનેકચંદે પકડાઇ જવાની બીકે માલતીને માણસો પાસે ઉઠાવી બહાર ફેંકાવવી વેશ્યાના જીવનનો પ્રાથમીક ઇતિહાસ.

**પ્રવેશ બીજો**—પંડીત કાશીનાથનું ઘર.

ચશ્કેલ ભેજાનાં પંડીત કાશીનાથ લગ્નના લ્હાવા લેવા પુખ્ત ઉંમરે બે સ્ત્રી સાથે પરણે છે, ઘરને સ્થાને લડાઇનું મેદાન બે શોકયની સાઠ મારી, સંજોગનો ભોગ બનેલા પંડીતે પોતાના અકર્મી કુળ દીપકને લઇ પાઠશાળામાં જવું.

**પ્રવેશ ત્રીજો**—માનેકચંદનો બગીચો.

માનેકચંદ પાસે સેવાભાવિ લોકસેવક પરમાનંદ ગરીબોની રક્ષા માટે ભીક્ષા માગવા આવવું, રાજા બહાદુરના ઉડાઉ જવાબ, વિલાસી પિતાના પરમાર્થી પુત્ર પ્રમોદે આવી. પોતાના પ્રાણુના ભોગે ગરીબોને મદદ કરવી.

**પ્રવેશ ચોથો**—શ્યામનારાયણનું ઘર.

પૈસેટકે ખુવાર થયેલ રાજા માનેકચંદનો જ્ઞાતિબંધુ શ્યામનારાયણ ઉંમર લાયક થયેલ પોતાની કન્યા બીમલાના વિવાહની ચીંતા કરે છે, મોટી પહેરામણી આપ્યા સિવાય કન્યા વરે નહીં એવો જ્ઞાતીનો રિવાજ હોવાથી બીમલાનું માગું કોઈ સ્વીકારતું નથી તેનો પુત્ર ધર્મદત્ત આથી કોઇ પણ ભોગે રાજા માનેકચંદના પુત્ર પ્રમોદને બિમલા પરણાવવાના નિશ્ચયપર આવે છે.

**પ્રવેશ પાંચમો**—બગીચો.

બિમલા અને સખીઓની પ્રેમ ચર્ચા પાછળથી ધર્મદત્ત અને પ્રમોદનું આગમન, ધર્મદત્તનું છુપાવું, પ્રમોદ અને બિમલાનું મીલન, પ્રમોદને ઓળખતાં બિમલાની સ્નેહ લગ્ન માટે માગણી જ્ઞાતિ રીવાજને આડે લાવી પ્રમોદનો અસ્વીકાર, હતાશ થયેલી બિમલાએ આત્મઘાત કરવા જતાં ધર્મદત્તે પ્રગટ થઇ બચાવવી.

**પ્રવેશ છઠ્ઠો**—પાઠશાળા.

પાઠશાળામાં બાળકને લઇ આવેલ પંડીતની મુંઝવણ હેડમાસ્તર ઘસીટાનંદનું આગમન, કાશીનાથનો ગભરાટ, ત્યાં બંન્ને સ્ત્રીઓએ સાઠમારી કરતાં આવવું, પાઠશાળાનું મેદાને જંગમાં ફરી જવું પંડીતજીને નોકરીમાંથી પાણીચું.

**પ્રવેશ સાતમો**—ગંગા કિનારો.

ગંગા કિનારે રાજામાણેકચંદની જમીનપર ઝુપડું બાંધી રહેલ વૃદ્ધ ડોસી પાસે માનેકચંદે ભાડું વસુલ કરવા આવવું, ગરીબ ડોસીના કાલાવાલા જવાબમાં માનેકચંદે ભાડાપેટે કોઇ સુંદર સ્ત્રી લાવી આપવાની માંગણી કરવી આવી માગણીથી ડોસીના બાળકોએ સામે થવું માનેકચંદનો ગરીબ બાળકોપર અત્યાચાર અચાનક સમાજના કુરિવાજોનો ભોગ થયેલી બીમલાનું ગંગામાં પડવા આવવું, બીમલાની સુંદરતા જોઇ માનેકચંદે મોહીત થવું અચાનક વેશ્યા બનેલી માલતીનું ગંગા સ્નાને આવવું બીમલાને બચાવવા જતાં માનેકચંદે ઉશ્કેરાઇ તેનું ખુન કરવા જવું, ગંગામૈયાનું પ્રાગટય **ભવ્ય દર્શન.** **ટેબ્લો.**

**—ટેબ્લો—**

# અંક બીજો.

## પ્રવેશ પહેલો—શ્યામ સુંદરનું મકાન.

બીમલાના વિવાહની ચિંતા કરતો શ્યામસુંદર બિમલાને લઇ માલતીનું આગમન, બિમલાની પહેરામણીના દશહજાર રૂપીયા માલતીએ આપવા તૈયાર થવું એક વેશ્યાને આટલી મોટી રકમ આપતી જોઇ શ્યામસુંદરે બીમલાના ચારિત્ર માટે શંકાશીલ થવું માનેકચંદના ખુશામતી મીત્ર ગોકલનુ આગમન. બિમલાને કલંકીત કરવા વેશ્યાને ત્યાં એક રાત ગાળી એમ કહી બિમલાપર કલંક ચઢાવવું પિતાએ પુત્રાનો તિરસ્કાર કરી આત્મ હત્યા કરવી.

## પ્રવેશ બીજો—માનેકચંદનો મહેલ.

બીમલાને કલંકીત ઠરાવી પોતાની જાળમાં ફસાવવાની ઘટના ગોઠવતા માનેકચંદ પાસે ગોકળે આવી બીમલાને ઘર બાર કાઢયાના સમાચાર આપવા આભુષણથી સુંદરતા ખરીદવા ઇચ્છનાર માનેકચંદે ગોકલની સલાહથી દાગીના લઈ માલતીને ત્યાં બિમલાને ફસાવવા જવાના નિશ્ચયપર આવવું.

## પ્રવેશ ત્રીજો—હડપદેવનો દરબાર.

અંધેરપુરના મહારાજા હડપદેવનો અંધેર ન્યાય કારભાર હેડમાસ્તર ઘસીટાનંદનું પંડીત કાશીનાથને લઇ ન્યાય માગવા આવવું કાશીનાથ તેમજ ઘસીટાનંદનો અવળો ન્યાય પરિણામે હડપદેવે કાશીનાથની પત્ની બસંતીપર આશક થવું અને કાશીનાથની બે પત્નીમાંથી એકપર પોતે તરાપ મારવી.

## પ્રવેશ ચોથો–માનેકચંદના ખજાનાનો ઓરડો.

નિર્દોષ બીમલાને લગ્નની પહેરામણીમાં મદદ કરવા. દશહજાર રૂપીયા લેવા પરમાનંદ સાથે પ્રમોદનું ખજાનામાં દાખલ થવું. તીજોરીપર કાલાનાગ જોઇ પ્રમોદે ખુલાશો પુછવો. ધર્મ અને અધર્મની કમાણીનું પૃથક્કરણ. અચાનક માનેકચંદે ગોકળ સાથે આવવું પ્રમોદને ચોરની હાલતમાં જોઇ ગુસ્સે થવું. પ્રમોદનો સત્ય ખુલાશો માનેકચંદે પ્રમોદને મારવાજંતાં પરમાનંદે જાહેર થઈ તેનો બચાવ કરવો. પરિણામે માનેકચંદના આશ્ચર્ય વચ્ચે પ્રમોદે તિજોરીમાંથી દશહજાર રૂપીયા લઈ જવા.

## પ્રવેશ પાંચમો–માલતીનું મકાન.

માલતી પાસે પ્રમોદ અને પરમાનંદનું આગમન માલતીએ પોતે વેશ્યા કેમ થઇ તેનો ખુલાશો કરવો. બીમલાને માનેકચંદના ત્રાસથી બચાવવા કહેવું. ઇન્સપેકટરને લઇ માનેકચંદનું આવવું. પ્રમોદને કેદ કરવા જતાં પરમાનંદે સત્ય હકીકત જાહેર કરવી. ઇન્સપેકટરે કેદ કરવા ના પાડવી માનેકચંદના પછાડા બિમલાએ **વિધવાશ્રમ** આશ્રય લેવા ચાલી જવું.

## પ્રવેશ છઠ્ઠો–જેલ.

જેલમાં પંડીત કાશીનાથ તથા ગુલાબીનો રસવિનોદ. બુધવાનું મીલન. રાણી બની બેઠેલ બસંતીએ ગુલાબી સાથે પ્રેમ ન કરવાની ધમકી આપવી. એનું કહેવું ન માનતાં ખુન કરવાની કોશીશ કરવી બુધવાને હાથે પંડીત કાશીનાથનો બચાવ

## પ્રવેશ સાતમો-વિધવાશ્રમ.

વિધવાશ્રમને આશ્રયે શાન્તી પામેલ બીમલાને રાજા માનેકચંદે આવી વેશ્યા ઠરાવી આશ્રમનો ત્યાગ કરાવવો.

## પ્રવેશ આઠમો-

સંસારના ચાલી રહેલા સમાજસડાના ચક્કરમાં પીસાયેલી માર્ગ ભુલી બીમલા જીવન દિશા ખોળી રહી છે. ત્યાં મુક્તિ ફોજના માણસે આવા તેને પોતાનો ધર્મ અંગીકાર કરવા લલચાવવી. બીમલાએ પરધર્મ અંગીકાર કરવાના નિશ્ચયપર આવવું અચાનક પરમાનંદે આવી હીંદુરમણીનું કર્તવ્ય. હિંદુ ધર્મનું ગૌરવ. અને સ્વજાતીની શ્રેષ્ટતા સમજાવવી તર્કવિતર્ક કરતી બિમલાને પરમાનંદના યોગ બળે દિવ્ય દર્શન થવું. જ્ઞાન દ્રષ્ટી પામેલી બીમલાએ સહસા બોલી જવું કે—

॥ જલ્વા દીખાયા આપને એ અજબ નૂરે એશીયા ॥
પરમાનંદઃ-મય નહી બિમલા ત્રિલોકીનાથ નૂરે એશીયા ॥
॥ જગત ભરમેં ધર્મકી ગ્લાની હય હોતિ જીસબખત ॥
॥ અવતાર લેકે તારતા હય બિશ્વ નૂરે એશીયા ॥
॥ યે હય સબ જુગનું સિતારે આફતાબ નૂરે એશીયા ॥
॥ એશીયા હય નૂર જગતકા યેહ હય નૂરે એશીયા ॥ ટેબ્લો.



અંક બીજો સમાપ્ત.



# અંક ત્રીજો.

**પ્રવેશ પહેલો**—જંગલ.

વિપત્તીઓની પરંપરાથી ગભરાયેલ બીમલાની માતા નિર્મલાની ઉનમાદ દશા ધર્મદત્તનું આશ્વાસન, બીમલાએ આવી પોતાની નિરદોષતા જાહેર કરવી ધર્મદત્તે તેને ધીક્કારી કાઢવી બીમલાનું કલ્પાંત માનેકચંદ તરફથી બીમલાને દાસી બનાવવા બીમલાની માંગણી કરવા ગોકલનું આવવું બળાત્કારે બિમલાને મોકલવી.

**પ્રવેશ બીજો**—માણેકચંદનો મહેલ.

ફરી ફરીને માનેકચંદના પાસમાં ફસાયેલી બીમલાએ પોતાની મુકતી માટે માલતીને પ્રાર્થના કરવી માલતીએ માનેકચંદને ફસાવવાનો માર્ગ બતલાવી જવું માનેકચંદનું આગમન ગોકળે આવી પોતાના કામ બદલ ઇનામ માંગવું, માનેકચંદે ફેરફેરાઇ ગોકળનું ખુન કરવું પાછળથી બિમલાને લલચાવવા પોતાનો ધન ભંડાર બતાવવા જતાં સર્પ ડંશથી માનેકચંદનું મૃત્યુ, પાપીનો અંતિમ અંજામ **કરણી તેવી પાર ઉતરણી** એ કહેવતની સફળતા.

**પ્રવેશ ત્રીજો**—દરબાર.

હડપદેવના ઉંધા ન્યાયથી કંટાળેલ બસંતીએ હડપદેવને ડપકો આપવો કાશીનાથને બચાવવા બનાવટી રાજા બુધવાએ આવી ઉંધો ન્યાય કરનાર રાજા હડપદેવને પદભ્રષ્ટ કરવાની ધમકી આપવી હડપદેવે સુધરી જવું.

**પ્રવેશ ચોથો**—લક્ષ્મી પેલેસ.

પ્રમોદે પોતાનું નિવાસ સ્થાન જે **લક્ષ્મીપેલેશના** નામથી ઓળખાય છે તે ગરીબોને ભેટ કરી **સેવાસદન** તરીકે અર્પણ કરવું. પોતાના દિન દેશબંધુઓના ઉદ્ધાર અર્થે પ્રમોદ પરમાનંદ તથા બિમલાએ પ્રતિજ્ઞા કરવી.

## અંતિમ ઉપસંહાર.

શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!



॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

શ્રી.

# નૂરે એશીયા.

## નાટકનાં ગાયનો.



બાળાઓ— સ્તુતી.

તું દાતા હય પ્યારા સબકીશાન
પરબત જંગમ સારે આલમકા હીતકારી
અય બનવારી મનહર ગીરધારી.......તુંદાતા.

કુદરત હય તેરી દરપન રૌશાન
હરહરદમ જીસમેંહમ મુખ નીરખતહંય બારીબારી
સબહી નરનારી હમજાયેં સબવારી......તુંદાતા.

અફ્.જલતું હરદીલતું કામીલતૂં આકીલતું શામીલતું
તું એક બાર અય દાતાર હંયનિસાર દે બહાર બેશુમાર
હિકમત હય ન્યારી કરસારી ગ.મખ્વારી અય બારી...તુંદાતા

વારાંગના— ૧

અમારા બાલા જોબન દેખો તાકો મારોનાં નૈના
હમારી કવલી છાતી ઈન બાતોંસે ડરતીહય વલ્લાહ
કરોના બારાજોરી અય સીતમગર
કરો મત ઘાનહીકવલે જીગરપર
મય બાલી મતવાલી ના છેડો હારી-

કાશીનાથ-બસંતી-ગુલાબ-૨

કહાંસેઆઈ સૌતનમેરી જુતીકી એડી ખાલ ઉધેડી
ઉતારૂં ચમડી આજ

ડાયન તું કહાંસેઆઈ આફતઢાઈ શાનમીટાઈ લુટાઇ સારી લાજ
અયસી લડાઈ કયસી ઢીટાઇ શ્યામતઆઈ દોનોંકી આજ

ઈધિર આ ચુલેમે જા બેહયા કહાંસે
ડગમગ ડોલે મોરી નૈયા નાવ પુરાની

સુકાની અયસા મુરખહોતે નાવ ભવરમેં આયેગી
નાવપુરાની જો હય તેરી કયું ન ગોતે ખાયેગી

બહામી હલવા ખા

અરરર હાય

કયું જીતા હય મરજા

ઉખેડું મુછે ગધેકી પુછેં-તેરાહો કુછબર મીજાજ

કહાંસે આઈ

વારાંગના—                    ૩

ઘુંઘટમેં ગોરીયાં મારે બાન

ગોરીયાં મારે બાન—ઘુંઘટમેં

મંદમંદ ગતી ચલત હરત મન

ગતિ ગજરાજ સમાન—ઘુંઘટમેં

રાહે ચલતનીત છેડ કરત હય

હલત કલેજે બીચ બાન—ઘુંઘટમેં

બીમલા-છોકરીઓ— ૪

યે ગુલશન ખીલા ગુલ.જાર બુલબુલહય બલહાર (પ્યારી પ્યારી)
ભાવત નાહીં રૂપ સુંદર ગુલ.જાર કયારી સગરી સજની હય બેકાર

બલિહારી પ્યારી પ્યારી નાહી ભાતીયે બહાર
લાયે કોઈ રંગીલા રસીલા છયલા દીલદાર
પ્રીતમ ન ભાયે કેઈ જીયા મોરા હય બેજાર
ગરીબ હું નારી મંય બેચારીહો કયસા સંસાર
કયું ફીર બનાયા યે હાર બોલો પ્યારી)

બીમલા-છોકરીઓ— ૫

અરી કયું શરમાયે ઘર પ્રીતમ આયે બોલ બોલ બોલ
અબોલી બાવરી
મોહે ના શરમાઓ બસજાઓ સતાના છોડ છોડ છોડ
છોડો જાઓરી
અચ્છીપાઈ જોડી કયું હય થોડી થોડી
કયા જોડા કયા જોડી કયસીલાજ છોડી જાઓ જાઓરી...
....અરીકયું
અપને દીલમેં ડરતી કયું નિર્લજ બાત કરતી
મનમેં પ્યારા ભાયે ઔર યુંહી મુંડીયા હીલાયે અરી જા જા જા
નહિં ના ના ના....અજી વા વા વા.......બસચુપ.......કયું...
....યું..........ઉં ઉં ઉં.........અરી કયું શરમાયે

કાશીનાથ-બસંતી-ગુલાબી }
હેડમાસ્તર-છોકરો— } ૬

યે કયસી ફુટી કીસ્મત મેરી રો.જી હુઈ હય ચંપત
દો જોરૂસે આઇ .કયામત રોતે બચ્ચેને મુજકો સતાયા
બંદા હય તેરા અફસર...યે ઘોડી હય તું .ખચ્ચર
કયા બકતા હય હેડમાસ્ટર....મેરાદીલ હયે બસંતીપે આયા
રોતે બચ્ચેને મુજકો સતાયા

તું હય મખ્ખી યે હય મચ્છર...મય હું મદારી યે હય બંદર
મય હું તેરા પ્યારા કલંધર ઝટપટ જાની આઓ
કયસા શોહર તું હય બેદમ મંય હું ઘોડા તુ હય ટમટમ
કયસી એ બેસુરી સરગમ બેદમ યે કુકડદમ
રોતે બચ્ચેને મુજકો સતાયા

બીમલા— ૭

દીલકી .ખુશી હય દેહમેં મેરી જાન તુમ્હી હો
મેરે લીયે જહાંનમે ભગવાન તુમ્હી હો

સંસારમે આનંદ કે સામાન તુમ્હી હો
સન્માન તુમ્હી હો મેરે અભિમાન તુમ્હી હો
કમ હોગી ન દુનીયામેં મેરી શાન તુમ્હી હો–દીલકી૦
તુમ હોતો મેરે વાસ્તે જન્નત મકાન હય
વરના હમારે વાસ્તે દુનીયાં મસાન હય
જીસકી મંય પુજારી હું વો ઈમાન તુમ્હી હો–દીલકી૦

અંક પહેલો સમાપ્ત

# અંક બીજો.

---

ધર્મદત્ત— ૮

ચે ચિંતા ત્યાગો પિતાજી જીયાકો કાહે કરત બેજાર.
સબકા કુરે વોહી નીવારન દુખં હર હય કીરતાર-જી૦
ધીરજકો જો છોડે જગમે જ્ઞાની વો ઈન્સાન નહીં.
જોના ઝીતે દુખકો મનસે ઉસ્કી કીરત શાન નહી.
સંતોષ ધરો હિતસે હર બાર......જીયાકો કાહે

વારાંગના— ૯

જલારે જલારે જોબનવા તરસાયેરે આજ
ચો નહી માનત દગોબાજ
મોરો જોબન બીતો જાયેરે કયસી પીયા બીન
અગની બુઝાયેરે.-જલારે.
નિર્દય કયસો જુલમ કરત હમપે રે રે રે.
ઓકે બીન થરરર કરત મોરી છતીયાં
ફરકત હય મોરી અખીયાં......જલારે.

કાશીનાથ— ૧૦

ઈન્સાફ જો ઉલટા દીયા જ્ઞાની હુવાસો કયા હુવા.
દીલમેં નહીં રખ્ખે દયા દાની હુવાસો કયા હુવા.
આસન પ્રજાને જો દીયા ઉસ પ્રજાકા જીવન લીયા
જોરૂ હમારી લે ગયા રાજા હુવા તો કયા હુવા
હુકમ હય મેરી પ્રજાકો સ.ખ્ત મેરા આજસે
લડકી કરો પયદા અગર લડકા હુવા તો કયા હુવા
ઉસ્તરેસે ન્યાયકી ઉલ્ટી હજામત કરગયા
બંદર છછુંદર વો અગર ન્યાઈ હુવા તો કયા હુવા
ઈશ્કકે બા.જારમેં કીમ્મત જીયાદા લડકીકી
લડકા અગર પયદા કીયા ઈશ્.કી હુવા તો કયા હુવા

બીમલા— ૧૧

લાખ હમ તેરે હુવે તુમતો હમારા ન હુવા
તેરે મીલનેસે મુઝેં ચરખ. ગવારા ન હુવા
દીવાના દીલ દીયા મંયને સમજકે હય દીલબર
દીલદીયા ફીરભી મુઝે કુછભી સહારાન હુવા
દેખીયે પ્યારોંમેં પ્યારોંકી મહોબત ન રહી
એક દીલબર થા મેરા વો ભી હમારા ન હુવા

કાશીનાથ-બુધવા—
ગુલાબ-બસંતી— } ૧૨

સીના તોડુ અરકો ફોડુ કરદું યહીં ઠંડા દે ડંડ
મુરગી દે અંડા વાહ બુધવા વા વા વા વા—સીના.
રાંડ આઈ તું કહાંસે બહોકાત બનાદી બાત
ટલી હય ઘાત લગાદી લાત રૌશન હુઇ ચાંદરાત.
અયપાજી સબબાજી ગડબડકી આયા હય કયા તેરે હાથ.
મેરી જોરૂ હો કે કંચસી કી હય ચાલ
ઉધેડું ખાલ બહ ખી઼ચાલ
લગાદું આગ દુમ દબાકે ભાગ

વિધવાઓ— ૧૩

શ્રીમંતો એકહી સત્કર્મ જીવન મેં તુમારા હય,
સહારા દોઉસે દુખ દર્દમેં જો બે સહારા હય,
જો વિધવા સ્રીયોકે ધર્મકા સંન્માન રખતા હય,
વહી ભારતકા રખવાલી વહી ભારતકા પ્યારા હય,
હમારા દેશ સુરજ હય કે સબ પરકાશ લેતે હંય,
જો હય પરદેશ ઇસકે સામને છોટાસા તારા હય,

---

# અંક ત્રીજો.

---

**નિર્મલા-ધર્મદત્ત—** ૧૪

કુલ ઘાતકસે શાનગઇ જંગલમેં હુવા બસેરા
દુર્જન બેટીહો જીસ ઘરમેં હોગા દીનમેં અંધેરા
બીમલાકા જબ જનમ હુવા ઉસ દીનસે સબ માન ઘટા
ઘરબાર ગયા યે હાલ બના હય કાલ ગતીને ઘેરા.......

**બીમલા—** ૧૫

ખોલ કર આંખે જો દેખા તો યહાં કુછ ભી નહીં
રંજો હસરતકે સિવા નાદાં યહાં કુછ ભી નહીં
અજલસે આયેથે સુનકર બહોતસી તારીફ પર
આકે જગ દુનીયામે દેખા તો યહાં કુછભી નહીં
દારાસે પુછા કહો કે દુનીયાસે કયા લે ચલે
દસ્તે હસરત મલકે બોલા મહેરબાં કુછભી નહીં

હડપદેવ-બંસરી ૧૬

નન્ના મુન્ના છેલા મોહે મન ભાયા
બીજલી પુતલી ગૌહરમેરા દીલ તુજપર આયા
ચુલ્લુ પાનીમેં ઉલ્લુ ડુબ જાઓ ( ના શરમાઓ )
મંય હું સુંદર નૈઆ ચંદર
બંદર કહાંસે યે આયા (દેખો કાલેમુકા) નન્ના મુન્ના છેલા
પ્યારી કોયલ બાત સુનાઉં કાકાકૌવા મંય બનજાઉં
અચ્છે અંગુર ચોંચમે લાઉં મેરી મૈના તુજકો ખીલાઉં
પુરી મનકી આસ મેરે હો દાસ બસરઈ બીલ્લે મેરા હય દાવ
અબ આયા
( કયું ઘબરાયા ) નન્ના મુન્ના છેલા

હડપ-કાશી-બસંતી-ગુલાબી—૧૭

આજ ખીલી હય બાગોબાડી
મેરી કકડી મુજકો મીલી

આજસે તુ સૌતન નહી મેરી બહેન તુ મેરી પ્યારી
મેરીભી તુ બડી બહેન મય તેરી છોટી બહેન
ઝઘડા ટલગયા ઘરસે જાઓ અબતો ફાંકો ધૂલ કુરસી
ઓર ઉઠાઓ ઠુલ
હો ગયા હય મેરા ડબ્બા ગુલ વાહ બુધવા–બા હલવા
ખીલ ગઈ દીલકી કલી મેરી મૂલી મુજકો મીલી–આજ

## શાન્તિ! આનંદ!! શાન્તિ!!



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો લક્ષ્મીકાન્ત નાટક સમાજનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીમતે મળશે. વી પી થી મોકલવામાં આવશે નહિ

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | વીર ઘટોત્કચ નાટકનાં | ગાયનો | | 0-4-0 |
| ૨ | કુમારપાળ | ,, | ,, | 0-4-0 |
| ૩ | શંકરાચાર્ય | ,, | ,, | 0-4-0 |
| ૪ | વીર કુણાલ | ,, | ,, | 0-4-0 |
| ૫ | કુસુમચંદ્ર | ,, | ,, | 0-4-0 |
| ૬ | પૃથ્વીપુત્ર | ,, | ,, | 0-4-0 |
| ૭ | સત્ય પ્રકાસ | ,, | ,, | 0-4-0 |
| ૮ | મહાતાબે જહાન | ,, | ,, | 0-4-0 |
| ૯ | અગ્રજોનાં બંધન | ,, | ,, | 0-4-0 |
| ૧૦ | માલતી માધવ | ,, | ,, | 0-4-0 |
| ૧૧ | રાજા જશવન્તસિંહ | ,, | ,, | 0-4-0 |
| ૧૨ | અરૂણોદય | ,, | ,, | 0-4-0 |
| ૧૩ | પૃથ્વીરાજ | ,, | ,, | 0-4-0 |
| ૧૪ | દેવકુમારી | ,, | ,, | 0-4-0 |
| ૧૫ | માલવપતિ | ,, | ,, | 0-4-0 |
| ૧૬ | સિરાજુદ્દોલા | ,, | ,, | 0-4-0 |
| ૧૭ | દૌલતે જંગ | ,, | ,, | 0-4-0 |
| ૧૮ | સંસાર સાગર | ,, | ,, | 0-4-- |
| ૧૯ | સ્નેહ મુદ્રા | ,, | ,, | 0-4-0 |
| ૨૦ | શાલિવાહન | ,, | ,, | 0-4-0 |
| ૨૧ | માયાના રંગ | ,, | ,, | 0-4-0 |
| ૨૨ | મેરા ઇમાન | ,, | ,, | 0-4-0 |
| ૨૩ | પ્રેમ વિજય | ,, | ,, | 0-4-0 |
| ૨૪ | વીરનાં વેર—૨૬ નવિન યુગ | | | 0-4-0 |
| ૨૫ | રા'મહીપાલ—૨૭ અજાતશત્રુ | | | 0-4-0 |

માલેક:—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.